# श्री

# रमा रणजीत नाटकनां गायनो.

મોરબી આર્ય સુબોધ નાટક મંડળી માટે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

## मूळजी आशाराम ओझा.

આવૃત્તિ પહેલી.



## અમદાવાદમાં

પથ્થર કુવે અમદાવાદ યુનાઇટેડ પ્રિંટિંગ અને જનરલ
એજન્સી કંપની "લિમિટેડ" ના પ્રેસમાં,
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત ૧૯૫૯. ઈ. સ. ૧૯૦૩.

કિંમત બે આના.

# “ રમા રણજીત નાટક ”નાં પાત્રોની ટુંક હકીકત.

---

**રત્નસિંહ**—રત્નપુરના મહારાજા, તેમનો નાનો ભાઇ દાજીસિંહ સેનાપતિ હતો, તે પોતાની સ્ત્રી અસયાના સમજાવવાથી લશ્કરને ફેરવી પોતાના હાથમાં લઇ રત્નસિંહ મહારાજના સરદારોને કેદ કરી મુખ્ય સરદાર પ્રતાપસિંહનું ખુન કરે છે; તથા રત્નસિંહ મહારાજને પદભ્રષ્ટ કરી ભરતવનમાં મોકલી દે છે. ત્યાં તેઓ વાનપ્રસ્થ આશ્રમમાં રહી દિવસો ગુજારે છે અને દાજીસિંહ રત્નપુરનો રાજા થાય છે.

**રમા**—રત્નસિંહની પુત્રી, તેની સખી શોભના દાજીસિંહની પુત્રી છતાં તે બંને વચ્ચે સગી બેનો જેવો સાચો પ્રેમ હતો, તેથી દાજીસિંહે રમાને રત્નસિંહની સાથે ભરતવનમાં ન મોકલતાં થોડા દિવસ માટે શોભના પાસે રહેવા દીધી હતી. દરમ્યાન દાજીસિંહના દરબારમાં પહેલવાન છોટમ અને રણજીત વચ્ચે મલ્લ કુસ્તી થાય છે, તેમાં રણજીત વિજય મેળવે છે. પરંતુ રણજીત શત્રુનો પુત્ર હોવાથી દાજીસિંહની તેનાપર વધારે ઇતરાજી થાય છે; તે મલ્લયુધ્ધના સમયથીજ રમા અને રણજીત વચ્ચે પ્રેમ બંધાય છે. દાજીસિંહ રમાને શોભનાથી જૂદી પાડવા ઘણો પ્રયત્ન કરે છે, પરંતુ શોભના એક ઘડી પણ તેનાથી છૂટી રહેતી નથી; અંતે પ્રપંચથી દાજીસિંહ

રમાને રાજદ્રોહી ઠરાવી દેશનિકાલ કરે છે; તેથી શોભના અને રમા વેશ બદલો કરી જંગલી નામના વિશ્વાસુ હજૂરી સાથે છુપી રીતે ભરતવનમાં નાશી જાય છે અને ત્યાં ભરવાડનો ધંધો અખત્યાર કરી પુરૂપ વેશે જંગલમાંજ રહે છે. છેવટ ત્યાંજ રમા રણજીત બંનેનો મેળાપ થાય છે.

**રણજીત**—સરદાર પ્રતાપસિંહનો પુત્ર તેને રમા સાથે સાચો પ્રેમ બંધાયો હતો, તેથી જંગલમાં ગયા પછી તે ઝાડેઝાડે રમાની સ્તુતિનાં કવિતાઓ લખી લટકાવતો અને પાંદડે પાંદડે રમાનું નામ લખી દિવસો ગુજારતો; તે વાતની રમાને ખબર પડતાં તે તેને પુરૂપના વેશમાં આવી મળે છે; અને વારંવાર તેના પ્રેમની કસોટી કરી તેના મનનું શાંતવન કરે છે. છેવટ રત્નસિંહ મહારાજને મળી રમા પોતાનું ખરૂં સ્વરૂપ જાહેર કરે છે, તેથી રત્નસિંહ મહારાજ ઘણી ખુશીથી રણજીત સાથે રમાનો હસ્તમેળાપ કરી આપે છે.

**દાજીસિંહ**—રાજા થયા પછી તે અન્યાય કરેછે અને પ્રજા ઉપર જુલમ ગુજારે છે. અનેક પ્રકારના નવા નવા કરો નાંખી પ્રજાને નિર્ધન કરી તેનું વિત ચૂસવા માંડે છે, તેથી પ્રજાજનો અને સરદારો ઉસ્કેરાઇને બળવો કરેછે અને દાજીસિંહને પદભ્રષ્ટ કરી રત્નસિંહ મહારાજની આણ વર્ત્તાવે છે. દાજીસિંહ ત્યાંથી નાશી રખડતો રઝળતો મહા દુ:ખી થઇ અંતે ભરતવનમાં આવે છે, ત્યાં રત્નસિંહ

મહારાજ પાસે ક્ષમા માગે છે અને પોતાના પાપનો પશ્ચાતાપ કરવા ત્યાંજ રહેછે.

**હઠીસિંહ**—પોતાના ભાઈ રણજીતના સદ્‌ગુણોની હમેશા ઈર્ષા કરતો, છોટમને પણ તેણેજ ઉસ્કેરી રણજીત સાથે કુસ્તી કરાવી તેનું કાટલું કાઢવાનો ઉપાય કર્યો હતો, પરંતુ તેમાં રણજીતનો વિજય થવાથી નિરાશ થઈ છેવટ તેણે રણજીતના ઘરને આગ લગાડવાનો નિશ્ચય કર્યો, પણ તે વાત હીરા નામના જૂના અને વૃદ્ધ નિમકહલાલ નોકર મારફત રણજીતના જાણવામાં આવતાં તે હીરાને લઈ જંગલમાં નાશી ગયો. બીજી તરફ રમા અને શોભના પણ છુપી રીતે નાશી ગયાં હતાં, તે વિષે દાજીસિંહને એમ શક ગયો કે 'રણજીત રમાને ફોસલાવી નશાડી લઈ ગયો હશે.' તેથી તેના મોટા ભાઈ હઠીસિંહપર નારાજ થઈ તેનો ગરાસ કબજે કરી તેને રણજીતની શોધ કરવા મોકલે છે. દરમ્યાન જંગલમાં એક પ્રસંગે હઠીસિંહ સિંહણ તથા સાપના પંજામાં ફસાય છે, ત્યાં રણજીત અચાનક આવી સિંહણ તથા સાપને મારી પોતાના મોટા ભાઇનો જીવ બચાવે છે. બંને ભાઇઓ ખરા પ્રેમથી પરસ્પર ભેટે છે ને હઠીસિંહ પોતાના અપરાધોની રણજીત પાસે ક્ષમા માગે છે.

**રણધીર**—દાજીસિંહને પદભ્રષ્ટ કર્યા પછી રત્નસિંહ મહારાજની શોધમાં ભરતવન તરફ આવે છે, દરમ્યાન તેનો શોભના સાથે

પ્રેમ બંધાય છે અને તે જોડું પણ છેલ્લે રત્નસિંહ મહારાજના હાથથી જોડાય છે.

**જંગલી**—જ્યારે રમા અને શોભના નાશી છુટયાં ત્યારે એક નિમકહલાલ ગમતી નોકર તરીકે તે વનમાં તેમની સાથે આવ્યો હતો. તે જંગલમાં એક જાના નામે ભોળી ભરવાડણ સાથે પ્રેમ બાંધે છે, અને તે જોડું પણ અંતે મળે છે.

**મીણી**—એ પોતાના રૂપનું અભિમાન ધરનારી એક છટેલી ભરવાડણ હતી, તેનાપર નાંજા નામનો ભરવાડ આશક થાય છે, પણ મીણી હમેશાં તેનો તિરસ્કાર કરી પુરૂષના વેશમાં તેજ જંગલમાં રહેતી રમાપર આશક થાય છે, રમા યુક્તિ અને સમજૂતીથી મીણીને નાંજા સાથે પરણાવે છે.

**રૂખડ ને ભગો**—એ બંને ભલા દિલના ભરવાડ હતા, જ્યારે રમા ને શોભના વેશ બદલી ભરવાડનો ધંધો કરતી ત્યારે આ બંનેને પોતાના સાથી તરીકે નોકર રાખ્યા હતા. તેમાંનો ભગો જાનાંપર આશક થયો હતો, પણ તેના હરીફ જંગલીએ તેની મશ્કરી કરી તથા ધમકાવીને તેમ કરતાં અટકાવ્યો હતો.

**રત્નસિંહ**—મહારાજ ભરતવનમાં જ્યાં સાધુ જેવી જીંદગી ગુજારતા હતા, ત્યાં છેવટ સૌ ભેળાં થઈ જાય છે; ને ચારે પ્રેમી દંપતિ ( રમા રણજીત, શોભના રણધીર, નાંજો મીણી અને જંગલી

જાનાં )નો હાથ તે દયાળુ મહારાજા મેળવી આપે છે. દરમ્યાન દારૂસિંહ પણ સાંજ આવી માફી માગે છે. અને તેજ વનમાં અંતપર્યંત પોતાના પાપનો પશ્ચાતાપ કરતો રહે છે. સૌની પ્રીતિ અને આગ્રહથી મહારાજા રત્નસિંહ પાછા રત્નપુરમાં આવે છે અને "**રમા રણજીત**"ને પોતાના વારસ ઠરાવી રાજગાદી સોંપે છે.



## રમા રણજીત નાટકનાં મુખ્ય પાત્રો.



રત્નસિંહ..................રત્નપુરના મહારાજા.

પદ્માવતી..................તેની રાણી અને રમાની જનેતા.

રમા......................તેની પુત્રી.

દાજીસિંહ.......  .........રત્નસિંહનો નાનો ભાઇ અને સેનાપતિ.

અસૂયા.....  ..............તેની સ્ત્રી.

શોભના...................તેની પુત્રી અને રમાની સખી.

પ્રતાપસિંહ..... ............રત્નસિંહનો નિમકહલાલ સરદાર.

હઠીસિંહ..................તેનો મોટો પુત્ર અને રણજીતનો ઓરમાન ભાઈ.

રણજીત...... . ......... સરદાર પ્રતાપસિંહનો વચ્ચેટ પુત્ર.

રણધીર ...................રણજીતનો નાનો સહોદર ભાઈ.

હીરો............ ...........પ્રતાપસિંહનો નિમકહલાલ વૃદ્ધ નોકર.

છોટમ........ ............એક પ્રખ્યાત તાલિમબાજ-પહેલવાન ( મલ્લ ).

જંગલી.......... .........મહારાજ રત્નસિંહનો રમૂજી હજૂરી.

માવજી....................રાજાનો પાસવાન ( ખવાસ ).

**રૂખડ.**
**નાંજો.**
**ભગો.**
}...................ભરવાડો ( જંગલના રહેનારા. )

**જાનાં.**
**ભીણી.**
}...... ........ ..ભરવાડણો.

**ઉદાસી** .................... ..એક બાવો.

પ્રજાજન, નાયકાઓ, પ્રધાન, સેનાપતિ, દાસ, દાસિયો વગેરે.



॥ ॐ तत्सत्परमात्मनेनमः ॥

श्री

# रमा रणजीत नाटकना गायनो.

१

રંગ ભૂમિ રૂપિ જગના નાયક,
તુજ પ્રીત, શુભ મતિ, ધરી કરૂં વિનતિ,
લઘુ રંગ ભૂમિ આ દીપાવો સહાયક—રંગ.
જીવા સૌ તારા પાત્રો બહુરૂપિ બની વિચરે,
ફરી ફરી કૃતિ જન્મ મરે અવતરે,
શું થાય તે તુજપદ લાયક-- રંગ.
ધૃતિ ક્ષમા સત્યથી શ્રી વિદ્યા વિનય,
જયમય સ્વરૂપ સુચવવા યત્ન કરૂં હું,
જાણી ઉરે તુને યશ દાયક-- રંગ.
કાવ્ય છંદ ભેદ રસરૂપ ન જાણું લવ હું,
વાધ ગુરૂ તણા પ્રીય પ્રસાદ વડે,
ગાઉં તુજ ગુણ થઈ ગાયક-- રંગ.

૨

રસીકા રસીયાને રંગે રંગવારે, શિખ આવું આવું રે,
સુખમાં નહીં કદિ છલકાવું, સંકટ સમયે નહીં જરા અકળાવું રે--
રસીકા.

નવલ નવલ લીલાવડે, કરવો નિજવશ નાથ,
મંદ હાસ્યથી મન હરી, વસવું નિશદિન સાથ,
કર્મ વચન મન તજો ન ભૂલવો પ્રકાર,
સજવા શરીરે સખી. શોભે શણગાર,
મધુર વચન માન નેતિ, વશ થશે એ ત્રણુથી પતિ,
મધુપન શું ચહે માલતી, તારે પણ માલતી મધુકરની પાસે થઈ
જાવુંરે—રસીક.

કટી લચકતી સિંહસમ, હંસ ગતિ સમ ચાલ,
વક્ર દ્રષ્ટી એ નયનની, કસ્તુરી તિલક કપાળ,
કહેની આ પાસમાંથી, કેમ છુટે કંથ,
ગ્રંથ ગુંથે ગુણનો ગુણી, પેખે જો આ પંથ.
આવી કળાઓ જે નહીં જાણે,
રૂપ છતાં સુખ તે કેમ માણે,
મદ ભલે અંતરમાં આણે,
સાચો વસીકરણનો આ મંત્ર છે રે, સાધી તે હરખાવુંરે—
રસીકા.

૩

વિધિના લખ્યા લેખ બનનારી,
કેમ ફરે એ, કેમ ટળે એ, નહીં મટે ભાવિ જે થનારી—વિધિ.
તમે બધાં બહુ એ વિચારી, જોડી જોશે પિતા પણ સારી,
કરમે લખ્યું જે, નકી થશે તે, લાખ વાતે નહીં ફરનારી—વિધિ.

૪

શું નિરમળ જળની તલાવડીમાં, ઉઠયો આજ તરંગ;—શું.
રૂતુ બદલે છે રંગ વિવિધ પણ રમા ન બદલે રંગ.
રમા શોભના વચ્ચે બાંધી, દોરી પ્રેમની સાવ સળંગ.
તોડી તે નહીં તુટે માજી, થશો ન આશા ભંગ,
સોનું શું કદિ થવાનું શ્યામ, વદો શું આમ (૨)
તન જૂદાં પણ નથી જીવ જૂદા, બેનો એક ઉમંગ—શું નિરમળ.

૫

બેનો જશો જ્યારે. પતિ ઘેર પરણી સ્વામિના હુલ્લાસમાં.
જ્યાં ભુલવણી, ભૂલાવે ભલી ભાતે પાડી વિલાસમાં.
ઢીંગલા ઢીંગલી રમતાં જેવી, બહુ રમતું જોશો ત્યાં તેવી;
સંસાર સાર સમજો એવી-- બેનો.
સ્વામિ સહીયર સર્વે વિસરાવે, પીયરીયાં પણ યાદ ન આવે.
પતિ પ્રેમ સરીતામાં નવરાવે— બેનો.

૬

મન મ્હેલે પીયુને હુંતો દઇશ ઉતારો.
વૃતિ દાસીઓ પ્રેરીશ, સામે હજારો.
પછી થઇશ હું હાજર પોતે, સજી દિવ્ય શણગાર જો.
રહી લાજમાં હાવ ભાવથી, બાંધીશ પ્રીતી તારજો;
સતી તણો આ ઉપાય સારો, કંથ ભેટશે કર ગ્રહી મારો,
પછી હું અરપીશ પુષ્પીત હારો-- મન મ્હેલે.

નયન નમનથી હરિશ મન હું, ગાઇશ પતિ ગુણ ગાનજો.
ભાન ભૂલે જાગ દિન રજનીનું, તેમ લગાડીશ તાનજો.
રતિ કામનો જેવો ધારો, તેમ ગણિશ પતિને હું પ્યારો,
કરીશ નહીં પગ ક્રમથી ન્યારો— મન મ્હેલે.

૭

રાજવિર રહ્યા રાચતા, અન્ય વિચાર મહીં ;
કોઇ શિખ્યા કૃષિ કામ, કોઈ થયા સઈ-- રાજ.
સારંગીના સુર બેઠા, રાજમાં સંભારે ;
હારમોનીયમ વગાડી, વખતને વિદારે-- રાજ.
કુંભાર કામ હાથ કર્યું, વિશકર્મા વિચારે ;
ઇજનેર આપ બન્યા, રાજ શું સંભારે-- રાજ.
કેચમેન કોઇ બની, ફરે ફાંકડા ;
કેસને સમારી, વાળે મુછ આંકડા--- રાજ.
કેવા એ દેશનો, ઉદ્દાર શું કરે ;
પ્રજા બિચારી બાપડી, ભલે ને રોઇ મરે—રાજ.
કેળવણી કોલેજની, ધારી ધારી જોઈ ;
રાજમાં પધારીને, વિદાય કર્યા ભોઈ— રાજ.

૮

પડ્યા રહે પેલવાન અખાડામાં પડ્યા રહે પેલવાન.
ગનામાતા ખાઈ પીને, ખેરસલા સુભાન— અખાડામાં.
અભણુ આળસુ ઓળખવાની કુસ્તી છે નિશાન—અખાડામાં.

રાત દિવસ ખાઇ બગાડે, જોર જમાવીને ખાન—અખાડામાં.
રણમાં રમશે એ શું ગોધા, એક ઝટકાના બાન—અખાડામાં.

૯

દિસો કિરતાર ગુણના ભંડાર ઉદાર આ (૪)
નિતિ તારી, નિહાળી, વિચારી, અવિકારી દરબારી.
સ્વિકારી, સત્તા તારી— દિસો.
બંદીજન રહ્યા પોકારી, જશ કિર્તિ ઉજવળ વાળી,
શત્રુજન નિહાળે, શિર અરપી પદ પંપાળે,
કર તું અકર તું તુંમા......પ્રભુતા નીરાળી— દિસો.

૧૦

જેની ઇચ્છા વિના નહીં પત્ર હાલે.
પવન ચલાવે, જળ સચરાવે, રાજા શું સત્તા એ ધરાવે—જેની.
રાજા રબારી કે દરબારી, સૌને મરણ ગભરાવે— જેની.
પ્રભુ તણી તુલના, કેમ થાય જનમાં.
ખુશામતિયા ખોટું ઠરાવે— જેની.

૧૧

રામરૂપ છો નિતિવંત નૃપતિ અવિચળ રહો,
સર્વે ગુણના જ્ઞાતા, પ્રભુની ઉપમાને યોગ્ય છો—રામરૂપ.

૧૨

બેનીરે, જો વિચારી, સ્થિતિ તારી;
ચા માંરે, અકારી થઈ મારી;

આહીં રે તું વાલી મારી, મારી સાથે છે ખુવારી,
વાહરે વાહરે શિખ સારી દેવા, બેહી બહુ બિચારી,
જખમકારી, ક્યાં જાય મારી— બેની.
બાપુ મારા બાંધી મારેં, માનું નહીં કોઈ કાળે,
પ્રીત પ્રકાશી, તેંતો ખાસી, બાપુ તારા દેશે ફાંસી,
તોય બેની ન થાઉં ન્યારી— બેની.

૧૩

બાપુ બને નહીં, એવું બને નહીં, નથી હું કન્યા કઠોર
રાજ ઇચ્છિતી નથી, લક્ષ્મી લેખતી નથી, પ્રેમ પેખતી
આવું સાથ— બાપુ.
રાજકુમારી જ્યાં રહી, ત્યાં રહું રંક સમાન.
ધિક ધિક જીવતર એ હજો, દુશ્મન ઘેર મેમાન;
એથી મરવું ગણું હું સારૂં, રાજભૂવન આપ વિના અકારૂં.
કાકાનું કર્મ જોયું મે નઠારૂં, શું જોઇને આહીં રહેવા વિચારૂં,
છોડી પીતુ મારા— બાપુ.

૧૪

તું રોમા બાળારે, વનમાં સ્થિરતા કરી બોલાવું;
ત્યાં સુધી અહીં તું રહે બાળા— તું.
રાજ લોભથી દુશ્મન મારો, નથી એ દુશ્મન તારો,
શોભનાની સહચરીપર, નહીં થશે હત્યારો-- તું.

૧૫

અચિંતી આવી આરત અપરંપાર, વિખુટી વાલાથી, આવી આફત.

માતા બિચારી આંસુ ભરી ગઈ, છોડી સખી સારૂ પરદ્વાર—વિખુટી.
સખી શાણી સદા સુકાય મુજપર, ચેન પડે નહીં પલવાર—વિખુટી.

૧૬

ધન્ય યુવક રણજીત નામ દીપાવ્યું,
મોટા મલનું માન તેં મુકાવ્યું— ધન્ય.
શૂરવિર ને ધિરવિર તું (૨)
રસભરી, મનધરી, જોઇ ચાતુરી— ધન્ય.
ચિત્ત હર્યું તેં કુસ્તીમાં, હસ્તી હણ્યો મસ્તીમાં,
સુંદર સ્થાન શોભાવ્યું— ધન્ય.
શું તુને આપું, કેમ કરી માપું,
ખરેખરી, વશ કરી, પ્રેમ પુતળી— ધન્ય.
અરપું માળા કદર કરી, હૃદય સ્થાન દઉં વળી.
પ્રેમ પાત્ર પરખાવ્યું— ધન્ય.

૧૭

શુંરે પુછો પાછા ખેલ રમનાર; (૨)
શત્રુ સહિત તમે કર્યો પરાજય, કુસ્તીના કરનાર—શુંરે.
અંતરથી શું અદકું આપું, મારો હૈયાનો હાર—શુંરે.
મેળવશે જો હરિ ફરી તો, મળશું બીજી વાર—શુંરે.

૧૮

ઉભીરે, ઉભીરે, બાળા ઉભીરે, ઉભી,
ચાલી ક્યાં, ચાલી ક્યાં, મારૂં ચિત્ત ચોરી ક્યાં,

બોલી શક્યો નહીં તેની આગળ, બોલાવા તે બહુએ મથી.
જીભ દબાઈ મારી એથી, શરમતણા ભારે એ અતી—ઉભી.
નર છતાં નબળો અબળાથી, થયો પરાજય મારો માનું,
કુસ્તીબાજ તું શોક છોડને, દાસ કરી ગઈ તુજને બાનું—ઉભી.

૧૯

રમા રમાડું જોબન ગાળોરે.
પ્રસન્ન થાય જીવ મારો, જીવ મારો— રમા૦
વીજળી ગઇ ચમકારો મારી.
ઉગરવાનો નથી આરો, નથી આરો—રમા૦
હાર અરપી એ હરિ ગઈ જીવન.
રીબી રીબી મરનારો, મરનારો— રમા૦
મળે અગર એ નહીં મળે તોપણ.
રમા રમા જપનારો, જપનારો— રમા૦

૨૦

એણે ભાન ભુલાવી, મારી શુધ વિસરાવી;
કરી પરવશ રણજીત કુસ્તી હરાવી;
મારા મનના અંકુર, થયા વિરહે વ્યાકુળ, કર્યા કામે ચકચુર,
ચિત્તથી ચળાવી, ચતુરે ભમાવી, કુસ્તીબાજે મનથી કુસ્તી કરાવી,
પ્રેમ સાથે મને ગયો એ લડાવી— એણે૦

૨૧

બોબ્બવો ખરે નહીં બાઈ, પેઠાં એ ભરાઈ, બાઈ (૨)

વસે હોત તો કાઢત ક્ષણમાં, આતો ખુંચ્યા છે મારા મનમાં;
ઘર કરી રહ્યાં હૃદયે વાલી, તન ઉપવનમાં— ખોંખાર્યા.

તનના કાંટા કાઢવા કઠણ છે, કાંટા આતો પ્રેમતણાં.
મનમાં ખુંચ્યા તે કેમ કરી ઉખડે, ઉંડા મુળ ભરાણાં—ખોંખાર્યા.

૨૨

બાપુ ના આવું ઘટે, બાપુ ના આવું;
બળીને બાળોમાં, મરીને મારોમાં— ના ઘટે.
કારી ઘા કારી ઘા, કન્યાને કરોગાં;
કર્યો નથી આપનો દ્રોહ, બાળા તમારી બંને રહી,
ગણો ન જૂદારો, મનમાં વિચારો, આવું ન ઉચારો—ના ઘટે.

૨૩

સરસાઇ સમજો શું શાણારે.
આથી તમારી— સરસાઇ.
કાકા બુદ્ધિ કેમ ફરી તમારી,
દુહીતા દેખો બિચારીરે બિચારી— સરસાઇ.
કટુ વચન સંભળાવો અવિચારી,
કિડીપર કટક ઉતારીરે ઉતારી— સરસાઇ.
પલકારામાં પલટશે બાજી,
પસ્તાશો પુરા કાકાજીરે કાકાજી— સરસાઇ.

૨૪

નિરાંતે શોધશું સ્વામિ શૂરાને (૨) પ્રેમી પૂરાને—નિરાંતે.

વને વિચરીને પાળું મારો કોલ, જઈ મળું હેતે હવે નણદલ.
વિરાને—નિ.
કડવાં વેણ કહી કર્યાં કાકે તોલ, જેવો કર્યો તો રણજીત ધીરાને—નિ.
બંનેને બાપનાં મેણાં મારીને, દીપાવી દીધી ગુણીયલ ગીરાને—નિ.
અધર્મથી તે અંધ બનીને, ફેંકી દીધો હાથ આવ્યો હીરાને—નિ.

૨૫

શુણો શાણા વનવાસી,
આવો ઓરા તમે, વાત શુણો એક સુખ દુઃખનાં છો પ્રવાસી.
સંસાર નારે વિલાસી,
રાજ ભુવનના ખોટા દમામના જીવનથી જુઓ આ તપાસી ;
સુખ શાંન્તી આહીં ખાસી,
દ્વેષ ઇર્ષાના દરબાર કરતાં, તપોવન સદા હુલ્લાસી ;
આંહી કદિ નહીં ઉદાસી,
મનુષ્યોના કર્મોમાં લખેલું, ભોગવીએ તેવી રાસી ;
બુદ્ધિ સદા સુભાશી,
ઋતુ તણા ફેરફાર, ભોગવીએ વિના અહીં નહીં ફાંસી—શુણો.

૨૬

બેની હવે ડગલું ભરવું બૈ ભારી,
લોથ પોથ હું થઇ થાકથી, સખી મુસાફરી, અતિ અકારી—બેની.
વિસામો લઇએ દશા જો મારી, બચીએ બેની મળે જો વારી,

રાજ મહેલમાં ઉછર્યો જરથી, પ્રેમ પ્રબળથી, શિ રીતે હું ચાલું જબર થૈ,
નથી દુઃખ જોયું, શું થાય રોયું, જીવ જાય બાળી.— બેની.

૨૭

સંસારીયામાં કોઈ રે બતાવો નર સુખીયાજી.
રાજા પણ દુખીયા ને, પ્રજા જન દુખીયાજી.
દુખીયા જગતમાં જુવાનીયા— સંસાર.
આશા તૃષ્ણામાં બંધાણા જીવડાજી,
એક બીજાને લડાવીયા,— સંસાર.
મનમાં મનોરથ મોટા મોટા બાંધીનેજી.
અધર્મ આદરે અભાગીયા— સંસાર.
ધાર્યું હરીનું થાય મુર્ખ માને નહીંજી.
અંતે પડે શિર જુતીયાં — સંસાર.
ભવરે સાગરને પાર ઉતરવાજી.
રામનું નામ લે તું પ્રાણીયા— સંસાર.

૨૮

છું ક્ષત્રી પુત્ર ઉપકારી, આ સાથે નોકર હિતકારી,
જીન્દગી મારી દરબારી, રત્નસિંહ મહારાજ તણી કરી સરદારી–છું.
અધિકારી રત્નસિંહના, પ્રતાપસિંહ પ્રખ્યાત તાતનો,
તેહ તણો હું વચેટ પુત્ર છું, અનરૂણી નૃપનો ભારી— છું.
તાત સ્વર્ગે સીધાવ્યા મારા, રત્નસિંહ પદ ભ્રષ્ટ બિચારા.
દાજીસિંહે દવ ફેલાવ્યો, બચવા બન્યો છું વનચારી— છું.

૨૯

વગડાના વહનાર, હેરમાં હોભીયે નહીં;
ન ફકરા ફરનાર, ભોળાં અમે માનવી;
આડર અમારાં ભાંડરૂં, બકરાં બાળ હમાન ;
નદી નાળાં અટારીયું, પરવત પુર પરમાણ ;
બોળાં દહીં ને દુધ, હવારગાં હીરાવીએં ;
રોંઢે લાગે ભુખ, કડકડતી વળી વાળુમાં,
હેરી બસારાં દુબળાં, ભાણું ભાળે ભાતનાં ;
ભુખ વિના ભાવે નહીં, દરદ વેડે જાતજાતનાં,
નગણાં નગરનાં લોક, દગાળાં દેખું બધે ;
નરમળ મનનાં કોડ, વઢી પડે વાતવાતમાં.
ભુપથી ભલો ભરવાડ, હખે હુવે વાઘમાં ;
પલંગે પોઢનાર, સત કાઢે ઘડી ઘાટમાં.

૩૦

વૃક્ષેં વૃક્ષેં વૃક્ષેં, તારૂં કોતરૂં રમા પ્યારૂં વૃક્ષે નામ.
લટકાવું પ્યારી પ્રેમ કવિતા, અરપું વાચા, વદશે ગાથા,
ઉંચા આ વૃક્ષો; તનથી, મનથી, રણુછત કોતરે ઠામે ઠામ—વૃક્ષેં.
સુંદરતા શ્રષ્ટી તણી, એકઠી કરી તમામ,
રમા બનાવી તુજને, પછી ઘડયા ચંદ્રને ભાણ.
મુખારવીંદ, લાજે જોઈ ચંદ, લખું કેવા છંદ, ગતિ મંદમંદ,
આપે આનંદ, આનંદ આનંદ આનંદ આપે, રમા રસીલું નામ– વૃક્ષેં.

૩૧

રણજીત છે પ્યાસીરે, નિરખું રમા ક્યારે રઢીઆળી;
આપ્યો અણીયાળીરે, મારી રમા રમણ કરનારી—રણજીત.
દેવો ભેળા મળી સર્વે, રચી રમા તુને ખાસ,
જ્યાંથી મળે એ મુજને પંકજ કલ્પવૃક્ષ પેહાસ— રણજીત.
મનની વેદના વદું વનોન, પવન જાણે મમ પિડ;
સંદેશો શ્યામાને જઈ કે જપતો રમા રણજીત— રણજીત.
રમા રમા રોમે રમે રમા, રટણ અન્ય નથી બીજું;
મરણ પર્યંત મળે નહીં તો, જન્મ ફરી ધરશું— રણજીત.

૩૨

રમા રમા રહી જપતી, જીહ્વા મારીરે.
લગાડી લે, રમા તેંતો રણજીત ચિત્તને.
નથી દશે દિશામાં રતન તુજ સમુંરે રમા કોઇ,
મુર્તી તારી અંતરમાં મેં ધારીરે— લગાડી લે.
જગમાં જડે નહીં જોડી તારીરે, ગોતી વળ્યો આમેઆમ વનવાસને;
સુંદર ચિત્રમાં, જોઈ વળ્યોરે તુને પુરી નહીં આસને.
તારી કવિતા કરી કાઢું દિવસ દુઃખ હારીરે— લગાડી લે.

૩૩

આવો પાછા પ્રેમીને પ્રેમ બતાવવા; ફરી રમાને પ્રણય મનાવવા.
હમણાં આવું પ્યારી પ્રેમ સરખાવવા; રમા બની તું એસ રણજીતને
સમજાવવા—આવો.

જોજો પાછા વચને ફરતા, વેલા વેલા રમાને આવો રીઝાવવા-ફરી.
રમા ખરી હું, પ્રેમ પરિ તું, અંતરની અગ્ની બુઝાવવા— ફરી.
ચંદ્રને કુમોદની, જલથી જુદાં મીન,
રમા તેમ રણછતથી જો વિત્યો એક દીન;
જાણો મને રમા ખરીરે નડાવા— ફરી.

૩૪

દા લાગ્યોરે દલડામાં, જાના ક્યાં જઇ ઠરીયે;
ક્યાં જઇ ઠરીયે, અમે બળી મરીયે, રૂબા બળી મરીયે— દા.
ગંગા જમનાને તીરે, ગાડર સોડયાં રેદાં;
તારી પાસળ પાસળ, દાડી ફરીયે, અમે દાડી ફરીયે— દા.
લેરખડો લાડો ને, લેરખડી લાડી તું;
હરખે હરખાં સેડી, હીંદ વરીયે, ભુંડી હીંદ વરીયે— દા.
ઘરડો ધોઝારો ગોતી, હું લખ માણવાની;
નેહ લગાડી વછેરો નવ કરીયે, ભુંડી નવ કરીયે— દા.
કુંવારા કામજી. ઓઢી આણે માગીયે;
જાતે જનમારે જીવડા, ખડ શું ચરીયે, ખડ શું ચરીયે— દા.

૩૫

સુંદર શ્યામ, એ ઘનશ્યામ. શિકહું શોભા સારી;
કંદર્પ લજાવે મુખડું, જોતામાં હરી લે ચિત્તડું,
શિ વશીકરણી વાણી, હું વગર મુલે વેચાણી,
મુરલીની ભરેલી વાંકી ભ્રકુટી અણુયાળી— સુંદર.

નખ શીખ રઢીયાળો, કુંવારો મન મોહકારી,
અંગોઅંગ માધુરી, જોઈ ચાતુરી મંદ મંદ હસી મારી,
નટવર એ કામણગારો, કામથી છે અધિક રૂપાળો.
શુદ્ધબુદ્ધનો એ હરનારો, તાલાવેલીનો કરનારો.
એની ગારી, જો વિચારી, રીત ઠગારી, મેં નિહાળી,
એ આવ્યો નહીં વચન સંભારી.— સુંદર.

૩૬

ચાલો કરીએ દીદાર, પ્રેમીની પિડા પ્રેમી જાણે.
એથી મને મળશે ધીર, દરદીનું દુઃખ દરદી જાણે ;—ચાલો.
અમેરે સખી સારસ જોડલાં, દૈવે દુરરે કર્યાં ;
ચકવા ચકવી તણી પ્રીત, પ્રભાતે ભેળાં આંગણે ;
શિદને આપ્યો આ અવતાર, વીયોગે વાણાં વાયરે,
જાણે નહીં એ ગમાર, રમા રહી પુરૂષપણે— ચાલે..

૩૭

હુંતો મહી વેચવા હાલી, હું તો મહી વેચવા હાલી ;
માર્ગે પલકારા મારતી, ફરૂં ફુલી ફાલી.
જુવાનીયાને નજરે જોતાં, લાગું બહુ વાલી ;
પ્રેમ પરખી પરણું હુંતો, મોહન ઠાલી માલી.
મીણી માણીગર મરદને, મકર કરડી આંખ ;
પોપટ પડયો પ્રેમ પાંજરે, પાળ ગમે તોડ પાંખ.

પાળીએ નહીં અમે પોપટા, ગાડરના સારનાર;
અડીએ નહીં અળખામણાને, રહતે પડ તું ગમાર.
હીદને ધકા ખાસ તું ઘાયલ, હીદને ધકા ખાસ;
તારા જેવા તો પગ સાટે પણ, દઉં ન તાલીરે.
મહી વેચવા હાલીરે (૨)

૩૮

પ્રથમ આવો જો જાણતી હોતતો દુરથી દેખત રહી;
હું દુરથી દેખત રહી. (૨)
આતો સારૂં થયું, પ્રભુ ઠીક કર્યું, મળ્યાં ભરત વન મોઝાર—પ્રથમ.
વાટ જોઇને થાકી હવે હું, રાહ જોઇને રોયા કરૂં શું.
નાવ્યો જાણ્યા છતાં ઉદ્ગાર— પ્રથમ.
પ્રેમ પરિક્ષા આગે એ બારે, પ્રણ થી નિત અંતર ઠારે.
તોય ન તુંને કરાર— પ્રથમ

૩૯

પ્રેમી જોડું પ્રેમ રસમાં સાથે રહીને ડુબતું.
પ્રેમીઓની સુખદ ઋતુ, વસંત વિરહમાં જાય.
છે લલના સ્વામિની સાથે, છતાં નથી કાંઈ સુજતું—પ્રેમી
જુવાનીની જાતી ઘડીઓ, ફરી નહીં દેખાય;
પુષ્પ સમાનજ આયુષ્ય જાણી, રંગ નથી ઉડાવતું—પ્રેમી.

૪૦

પ્રેમ ધુની અંગમાં હા, લલના ને લાલ તણી લાગી.
શરદના ચંદ્રની આ રજની રૂડી. રાસ લીલા રમીએ રંગમાં—પ્રેમ.

વૃંદાવને કૃષ્ણ ગોપી રમ્યાં, તન મનના તાપો સર્વે સમ્યા,
વાલાનાં અમને એ સુખડાં ગમ્યાં, પ્રેમ પંથી જાણે એ પ્રેમને,
હૃદય રાગ જામ્યો ઉમંગમાં— પ્રેમ.
વાંસલડી વાગીને હું જાગી, ભીનતાની ભ્રમણા રે ભાંગી, તાલાવેલી.
સુંદર વરમા, રે સખી લાગી ;
ચંદ્ર ન ચાલીશ વેગમાં, રસીકને વાલી રાત ;
જો ચાલીશ ઉતાવળો, તો પડશે તુરત પ્રભાત.
પીયુના દરશનથી ચંદ્ર કરીશ જો ન્યારાં રે.
પળમાં તો જાશે પ્રાણ વિરહથી અમારાં રે.
રૂપેરી ચીર ભલેં ઓઢયું આ ભૂમિએ.
જેથી રહીએ પતિ સંગમાં, કરીશ નહીં ન્યારાં રે—પ્રેમ.

૪૧

ભટકું હું વનમાં, ભય તાપે તનમાં;
પ્રભુ તપુછું હું અતિ, થઇ ગઈ મંદમતિ,
રણજીત વિણુ નહીં ચિત્ત, ચેન રતિ,
અટકી પાય ગતિ, રેશે શું મનની મનમાં— ભટકું.
પ્રયત્ન જો વ્યર્થ જશે, તો શું પરિણામ થશે,
દાજીસિંહ ક્રોધ હા ઘણો કરેશે;
પ્રાણાત્મા હરશે, ગુરૂ છે એ દુર્જનમાં— ભટકું.

૪૨

રમા જેવા ચાળારે, કરે નિશદિન;
રમા જેવા ચિન્હ, કંદર્પ હશે શું;
પુરૂષ કે બાળારે;— રમા.
રમત રમાડે અનહદ, રમા જેવા જણાવે મદ,
દિસે રમા જેવું કદ, કેમ કરી બીજું પદ,
જપું જેની માળારે— રમા.
રમા રમે શું આમ, એતો રહી એને ગામ,
કૃપા કરે જો રામ, મનવાંછીત થાય કામ,
સુધાની એ ધારારે— રમા.
હારનો દિલાસો દઇ, સ્નેહ નજરે જોતી રઇ,
ફરી પાછી કેહેતી ગઇ, મળશું હરી મેળવે તંઇ,
દેખું ક્યારે દારારે— રમા.

૪૩

રણજીત જાણે નહીં ચેત્ત, રમા રહી છુપી છોગાળારે— રણજીત.
પુરૂષ વેશ પરિધાન કર્યો પણ, હૃદયે રહ્યો અણદીઠ, સારે સરરરરર —રણજીત.
રાહ જોઇને થાકી એની હવે તો, નાખ્યો એ પ્રેમ પિડિત કેયો અરરરર—રણજીત.

૪૪

જણાવો જઈ અથઇતી, રણજીતને આવીતી.
પાઠ ભજવ્યો રમા જેવો— રણજીતને.
સુંવાણ પુછી છે તમને, અધીરાં કીધાં છે અમને.
કે જો તમમાં ધ્યાન ધ્યાન મારૂં— રણજીતને.
દર્શનમાં ઢીલ થશે તો; રમારૂપી ટળવળશે તો.
જોયુ જેવું ગ્નાન ગ્નાન મારૂં— રણજીતને.

૪૫

દીસે દીસે રે રૂપાળો, રણજીત જેવો નામી.
પરણું જો આને પ્રીતેથી, રહીએ સાથે એનો જેથી.
ભાગ્ય સારૂં મળે આ સ્વામી— દીસે.
કામતણાં એ બાંણ ફેંકતો, ચિત્ત ચતુર તે તરફ ખેંચતો,
પરવશ થઇ દરશનને પામી— દીસે.
રાજ તણો સંદેશો લઇને, તાત વાત ઉદ્વેગી કહીને,
ઠીક આવ્યો એ જોડી જામી— દીસે.

૪૬

પ્રીયે મારો, નયન તારો, જશે છોડી મુંને દુરે;
હ્રદયાગાર, વારંવાર, એના પ્યાર, થી આજાર,
બિરહ ભારો, શિરે ન્યારો, દુખી થાવું પ્રીતી પુરે— પ્રીયે.

વિકળ મનડુ, તપિત તનડું, હતું જે જડયું, મને ધનડું—પ્રીતે.
અળગો કરવા એહને, આવ્યો અવસર આજ;
કેમ કરી રોકું હવે, માને નહીં મનરાજ— પ્રીયે.

૪૭

જાશો જો સાયબા છોડી અમોને.
કરૂં [redacted] પરલોક, સાયબા વિયોગે મરીને— કરૂં.
ચિત્ત હરીને, બેઠા ફરીને,
માંડી હવે તમે ચોખ, સાયબા કહું ડરીને— કરૂં.
ભોળી હું ભામની, ભરમાણી નામની,
હાથે કરી ખોદ્યો ખોપ, સાયબા પ્રેમ કરીને— કરૂં.
ચાહો જો ચિત્તથી, રહો હવે રીતથી,
શીદને સંભળાવો શોક, સાયબા બેસો ઠરીને— કરૂં.

૪૮

બેઠી મન મંદરીએ મારે, શીદને શાણી રોઈ રહી છું.
શંકા શિળ થઈ છું, હમણા આવું કહી હું— બેઠી.
આજ કાલ કરતાં માસ વિતી ગયો,
શું કારણથી આવ્યો અહીંઆ,
વચમા રોકી રહી તું, શંકા શિળ થઈ છું— બેઠી.

૪૯

ભરથાર પ્યાર ભૂલી ન વામા વિસારજ્જે.
વામા વિસારજ્જે ન રામા વિસારજ્જે— ભરથાર.
મધુરી મુરતિ તારી, ભૂલું ન પ્રાણુ પ્યારી;
છાતીમાં છેલી ધૃતિ પલંગ ઢાળજ્જે— ભરથાર.
સત્વ ખબર સારા, લઈ ત્વરીત આવો પ્યારા;
અંતરની પિડા તમામ શ્યામ ટાળજ્જે—ભરથાર.

૫૦

ગુરૂ ગમસે ખેલો હોરી, મિટે મલિન વાસના તોરી— ગુરૂ.
આસન મારી સુરત દૃઢધારી, ત્રિકુટી ધ્યાન ધરોરી; સાસ ઉસાસ, સામ સંગ ખેલો, નેન અચળ ચિત ચોરી, ગગન ધર જાઈ બસોરી—ગુરૂ.
અનહદ નાદ મૃદંગ મોરલી, સૂનકે સૂરત ચલી મોરી; કોટિ અનંગ સોહે અંગ પ્રતિ એસે કિશોરી, સંગ સખિયનકી ટોરી.— ગુરૂ.
જળ હળ જ્યોતિ ઉદ્યોત કોટિ, રવિ અદભુત ખેલ મચોરી;
નિરખ સરૂપ દેવ સબ મોહે, વિનય કરત કરજોરી, નિગમ જસ ગાતા લહોરી—ગુરૂ.

પાર અવાર નહિ હે જાકો, ગુરૂ ગમ જાત ગૃહ્યોરી, જન છોટમ સદ્‌ગુરૂ કરૂણાસે, સો પ્રભૂ દરસ ભયોરી, દેહકો દોષ ગયોરી—ગુરૂ.

૫૧

પ્રભુ તું તાવે સદ્‌ગુણને.
પ્રેમીઓની કરે કસોટી, વિપત વિજોગ પાડે કોટી:
છેવટ સુખ ટેકી જનને— પ્રભુ.
દુષ્ટ જનોનાં પળ સુકૃત્યે, દયાળુ રીઝે ક્ષણમાં નિત્યે,
સ્વાદ સુમાર્ગ મળે મનને— પ્રભુ.
અડગ રહે જો સદ્‌ગુણ સાચા, બંધ થશે દુસ્મનની વાચા,
અમૂલ્ય ફળ અરપે અમને— પ્રભુ.



# જાહેર ખબર.

નીચેનાં પુસ્તકો મોરબી નાટક કંપનીનો જ્યાં મુકામ હોય ત્યાંથી; મોરબી તળપદમાં ગ્રંથકર્ત્તા પાસેથી, તથા જે જે શેહેરમાં અમારા આડતીયા બુકસેલરો છે, તેમના પાસેથી, રોકડી કિંમ્મત મોકલી, અગર વેલ્યુપેબલ પાર્સલથી મંગાવી લેવાં.

| | રૂ. આ. પા. |
|---|---|
| ભર્તૃહરી નાટક... ... ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન... ... .. ... | ૦—૨—૦ |
| ચાંપરાજ નાટક... ... ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન... ... ... ... | ૦—૨—૦ |
| રાજસિંહ નાટક.. ... ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન... ... ... ... | ૦—૨—૦ |
| રાણકદેવી નાટક ... ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન... ... ... ... | ૦—૨—૦ |
| ત્રિયારાજ નાટક... ... ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન... ... ... ... | ૦—૨—૦ |
| જગદેવ પરમાર ગાયન. ... ... | ૦—૨—૦ |
| ત્રિવિક્રમ નાટક... .. ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન... ... ... ... | ૦—૨—૦ |
| ચંદ્રહાસ ગાયન.. ... ... ... | ૦—૨—૦ |
| પૃથુરાજ ગાયન... ... ... ... | ૦—૨—૦ |
| સીતાસ્વયંવર ગાયન... ... ... | ૦—૨—૦ |
| ઉષાહરણ... ... ... ... ... | ૦—૨—૦ |
| કેસરીસિંહ પરમાર ગાયન... ... | ૦—૨—૦ |
| દેવયાની ગાયન... ,... ... ... | ૦—૨—૦ |
| રાજતરંગ ગાયન. ... ... ... | ૦—૨—૦ |
| વીરબાળાનાં ગાયન ... ... ... | ૦—૨—૦ |